૧૮૫૧

# સુરતની માહા રેલનો ગરબો. ૧૮૫૧

બનાવી પ્રસીદ્ધ કરનાર

**નગીનદાશ મંછારામ દેશીમીત્રવાળા.**



સુરત મધ્યે

કીલાની સામુ અબદુલા [illegible]વાળી હવેલીમાં

ટેમુલજી બેહેરામજીએ છાપ્યો.

સંવત ૧૯૩૯. અને ૧૮૮૪.

કીંમત નવ પઈ.

૧૮૯૧

# સુરતની માહા રેલનો ગરબો.

## ગરબી ૧.

ઓધવજી સંદેશો કેહેજો કાહાનને—એ રાગ.

રેલ માતાએ કીધી માહ પધરામણી,
જેથી થયો પુરિમાં હાહાકારજો;
પાણીએ ચારે દીશા રોકી મુકી,
ફેલાતા નવ લાગી કાંઇ વારજો. રેલ માતાએ—૧.
આગગાડી, પોસ્ટઓફીશ સર્વ બંધ રહી,
ફીલ્લાનું પણ એવી રીતે જાણજો;
હાઇસ્કુલ પણ ઉઘડી નહીં આઠ દીનરે,
ઇશ્વર એવું કદી પણ નવ આણજો. રેલ માતાએ—૨.
ઇસપીતાલ પણ એ દીન અટકી ખરી,
ત્યાં પણ જરા ન જઇ શકયું કોઇજો;

રૈયતને કકલાવ્યાં એણે અતિ ઘણાં,
રહ્યાં સર્વે કમીસનરો જોઇજો. રેલ માતાએ—૩.

જેઠ વદી તેરશને મંગળવારરે,
આવો દાડી દાડી ભારે રેલજો;
જાણાવ્યું મબળ પોતા તો તણું,
અને કીધું સર્વે રેલમ છેલજો. રેલ માતાએ—૪.

અઉદસને દીવસે વધી એ ઘણી,
એટલે લોકોમાં વધ્યું ઘુમરાણજો;
કોઈ કહે આશું થયું થવાનું છે,
રેલે વાળી મુકી માહ મોહોકાણજો. રેલ માતાએ—૫.

અમાસે તો ઘટવા એ મંડી પડી,
અને પછી ધીમે ધીમે ગઇ જો;
હવે તમે જનો બીજું સાંભળો,
વર્ણવું છું હું બીજી જે રહીજો. રેલ માતાએ—૬.

બંદોબસ્ત કેવો સારો કરીયો !,
લોકો પાડે હોડી તણી ચીસજો;
મછવો, હોડી ઝાઝા જાણાતા નહીં,
રાખવી જોઇએ હોડીઓ દશ વોશજો. રેલ માતાએ—૭.

તરાપા પણ હતા નવ બીલકુલરે,
હતી એમાં અમલદારની ભુલજો;
એમણે પૈસો ખરચ્યો ઊંધે મારગે,
પૈસો કીધો રૈયત તણો ધુળજો. રેલ માતાએ—૮.
ખરાબ કીધો પૈસો બાગવધારીને,
વીજળીનાં દીવાનું પણ સમજજો.
વીજળીના દીવાથી શું અહીં સુખ છે,
જો કીધું હોત વીચારીને રજજો. રેલ માતાએ—૯.
રૂપૈયા આઠ હજાર તેમાં વાવર્યાં,
કોઈની સરમ રાખી કીધું કૃત્યજો;
હવે બીજું કહું તે તો સઉ સુણજો,
ચાલતું નથી કાંઇ જરા સત્યજો. રેલ માતાએ—૧૦.

## ગરબી ૨.

હારે મારા આજ પ્રીતમ ઘેર આવશે—એ રાગ.

હારે બીજી વાત કહું તે સાંભળો,
હારે કેવો એ લોકોને દીલ આમળોજીરે. બીજી વાત—૧.

હાંરે કલેકટરે તોડાવ્યો કોટરે,
હાંરે તેથી થઇ રૈયતને ખોટરેજીરે. બીજી વાત—૨.
હાંરે મોહોટી મીલકત ગઇ રૈયતતણી,
હાંરે તમે કરો જોઇ ઇશ્વિર ભણીજીરે. બીજી વાત—૩.
હાંરે વળી થયું નુકસાન એથી ઘણું,
હાંરે એ વિષે હવે હું તો ભણુંજીરે. બીજી વાત—૪.
હાંરે રેલ થોડી ચઢી એથી વધુ,
હાંરે એ કામજ થયું ખોટું બધુંજીરે. બીજી વાત—૫.
હાંરે બાગ વધાર્યો પણ ઘસડાઇ ગયો,
હાંરે એથી પૈસો જરાએ નવ રહ્યોજીરે. બીજી વાત—૬.
હાંરે બાગ કરતાં પાણીનો ખપ છે,
હાંરે પણ એમાં ઘણાનો સંપ છે જીરે. બીજી વાત—૭.
હાંરે એ પૈસાના માલીક લોક છે,
હાંરે પણ આથી સમજવું કોક છે જીરે. બીજી વાત—૮.
હાંરે રેલમાતાએ બાગજ બોળીયો,
હાંરે કીધો થોડા ઘણાનો કોળીઓજીરે. બીજી વાત—૯.
હાંરે સઉ મુખે વદે આ શું થયું,
હાંરે બીજું કહું આતો હવે રહ્યુંજીરે. બીજી વાત-૧૦



# ગરબા ૩.

મોહોલે પધારો માહારાજ, માણીગર મોહોલે પધારો.
એ રાગ.

રેલ આવી ભલી આંઈ, ખરેખર રેલ આવી છે,
નાના ગામો ગયા તણાઈ, ખરેખર રેલ આવી છે—ટેક.

## સાખી ૧.

જુવાન, બાળને વૃદ્ધ સહુ, જોવા જાએ એહ,
વદે વળી મુખમાં થકી, કંઈ કંઇ વચનજ તેહ—ખરેખર-૧.

## સાખી ૨.

આવી રેલ ભાળી નહીં, કોઇ દીન કોઇએ,
પૂરીમાં પ્રથમ છે, માનવું એમ જોઇએ—ખરેખર-૨.

## સાખી ૩.

કોઇ કાળે પાણી નહીં, આટલાં પથરાયાં,
અતિઘણાં નુકસાનથી, લોકો દુ:ખે મરી ગયાં—ખરેખર-૩.

## સાખી ૪.

કેટલાકોને સેહેલ હતી, પણ ગરીબનો મરો,

વિટવર્થે મહેનત કીધી, નાહાનાભાઈ પણ ખરો–ખરેખર-૪.

## સાખી ૫.

બીજા સરવે ઠીક છે, નથી કેહેવાનું કાંઈ, !
ગોઠવણ પણ સારી હતી, એટલે ફીકર શાની ભાઈ !–ખરેખર-૫

## સાખી ૬.

વિશ્રામ જે કેહેવાય છે, બબાનો ઉપરી,
તેની વાત ઝાઝી નથી, હું કહુછું ખરેખરી–ખરેખર-૬.

## સાખી ૭.

તે મછવામાં બેશીને, લાવતો ગરીબને,
ઝાડે ટંગાયાં હતા, મોહોટે આશરે નસીબને–ખરેખર-૭.

## સાખા ૮.

સેક્રેટરી હતો ખરો, પણ વળીયું નવ લેશ,
તેણે કોઈ ઉગારીયાં, ભીંજ્યો તેનો આખો બેશ–ખરેખર-૮.

## સાખી ૯.

એ રીતે હતાં ઘણા, દુખી ગરીબ જંન,
પણ કોને દયા થઈ, કે લીધું એ સર્વે મંન–ખરેખર-૯.

# સાખી ૧૦.

ભોગ બિચારા ગરીબના, મૂવા કૂડે હાલ,
વૃદ્ધ વદે સહુ મુખ થકી, આવ્યો ભૂંડો કાળ—ખરેખર-૧૦.

# ગરબી ૪.

(રાગ બાગના ગરબાનો)

બીજું સુણો સરવે ભાઇ, રાખી મંન ભાઇ બાઇ,
તમે જશો હરખાઇ, સુણી ગરબીને.
જોવા આવ્યાં જે જે લોક, તે તો હતાં થોકે થોક,
ગણી બતાવું હું કોક, તે તો સાંભળજો.
હતાં અંગરેજ, કણબી, કાછીયા, કુંભાર, કાયસ્થ ને કડીયા,
તેની સાથે લો પુરવીયા, અને વાણીયા બહુ.
ખારવા, ખોજા, ધોબી, ગોલા, ચારણ, તપોધન, દુબળા,
ભાટ, ભવાયાને ભામલા, ભાટીયા, ભાઠેલાં.
દક્ષણી, છાપરીયા, ફરંગી, પરભુ, આગાખો ને ભંગી,
સીકલીગર, હીજડા પચરંગી, પઠાણ, કંસારા.

## સાખી ૧.

પારસી મુસલમાન વળી, ખાલપા, કોળી, ખતરી;
ખાટકી, ઘાંચી, દરજી, ઘેડ, માછી, નાઘોરી.
ઘેડ, માછીરે, ઘેડ, માછી, અનીહારે ઘેડ, માછી,
ઘેડ, માછી ને મેમણ, વાંઝા, વેરાગી, બ્રાહ્મણ,
પટવા, પરદેશીઓ પણ, મેમના, રાવળીયા.
સોની, લુવાણાં, રાજભરા, બાબા, ભોઇ, રજપુત, વોહોરા,
શ્રાવક, લુવારના પણ વારા, આવે ધીમે ધીમે.
માળી, મોચીને હજામ, વાઘરી, શાળવીનું પણ કામ,
મુગલ, સુથાર ધરી હામ, જોવા જાયે બહુ.
એમ લોકો જોવા આવે, પૈસો ટકો સાથે લાવે,
ખુમચાં વાળાને રળાવે, અને મઝારે મારે.
મેળો ભરાયો બહુ દીશ, લાગી તાપોમાને રીશ,
બીજું પછી હું કહીશ, ક્યાં ક્યાં પાણી હતાં.

## સાખી ૨.

પાણીની વીગત કહું, સુણજો સહુ દીલમાંય,
નાના મોટા સહુ જાણા, અચરત મન બહુ થાય.
અચરત થાયરે, અચરત થાય, અનીહારે અચરત થાય,

થાએ અચરત સઉ જાણા, રેલે રાખી નવ માણા,
ગાઉ સર્વે ગાથ હમાણા, રેહેશે બાકી જુજ.
રેલ તાણું કરતાં ભારી, તમાસગીરને લાગે પ્યારી,
ગરીબોને મન અકારી, તેથી વિલાપ કરે.
સૈયદપૂરામાં પણ પાણી, કાંસકીવાડની બુઝ ન જાણી,
માછલીપીડના લોકની વાણી, બહુ અક્કારી.
વરીયાવી ભાગોળમાંઈ પેઠા, ઘરો નાંખ્યા તોડી હેઠા,
તે તો નજરોનજર દીઠા, કીધું નુકસાન બહું.
સ્ટેશન, ઝાંપે, બેગમપૂરા, ત્યાંથી ગઈ રૂસ્તમપૂરા,
નાહાનપૂરા, ગોપીપૂરા, અને સગરામપૂરે.

## સાખી ૩.

કીલ્લામાં પણ બહુ વધ્યું, પાણીનું ભાઈ જોર,
ખરેખાત કંઇ શક નથી, ઘણો બતાવ્યો દોર.

બતાવ્યો દોરરે, બતાવ્યો દોર, અનીહારે બતાવ્યો દોર,
દોર બતાવ્યોતો ઘણો, તાણું કરતાં હતો બમણો.
પછી હોય કાંતો તમણો, નથી માપ્યું મે.
કીલ્લા આગળના ફાનસ, પાણીએ કીધાં તર મસ,
કહ્યું ઘણાંએ કર બસ, તોપણ માને નહીં.

કુઆ પાણીની તો ભીંત, આતો ખરેખરી રીત,
નામ તેવાં ગાયાં ગીત, નથી નવાઈ કાંઇ.
એ આદીક બીજી જગા, ત્યાંથી લોકો ઝટ ભાગા,
અનાજ પાણી માંગવા લાગા, અને પૂરૂં કીધું.
જુલફીકાર અલ્લીને ધંન, તેણે આપ્યું ઘણાને અંન,
વાપર્યું પોતાતણું તન, અને ઊગાર્યાં,

## સાખી ૪.

ઉગાર્યાં બહુ જંનને, છાપાવાળા પણ ખસ,
એમણે બહુ બરદાસ્ત કરી, ફરીયાં વળી પરાં.

પરે ફરીયાંરે, પરે ફરીયાં, અનીહારે પરે ફરીયાં,
પરે ફરીયાં બંને જાણા, રાખી નહીં કાંઇ માણા,
આશીરવાદ લીધા ઘણાં, અને ભુવન ફર્યાં.
જગનનાથ, મામલતદાર, ગરીબોની લીધી વ્હાર,
ડાહ્યાભાઇએ ચલાવ્યો માર, અતી ખીચડીનો.
વિટવર્થ અમલદારને ભાળો, નાહનાભાઇ છે રૂપાળો,
મારી એ લોકોએ ફાળો, ધરી હામજ બહુ.
સેક્રેટરી ખરેખરો, નથી એનો થયો મરો,
ઇશ્વિર ગરીબના દુખ હરો, અને આશીશ દો.

ફરી આવતી નહીં રેલ, તાણી ગઇ પુરિના મેલ,
એને મનને થયો ખેલ, નવ મેહેર કરી.

## ગરબી. ૫.

મારારે સ્વામી બોલોની વાલા—એ રાગ.

મદદ આવી મુંબાઇથી ભાઇ. ટેક.

પચાસ હજાર, રૂપૈયા રોકડા,
ખરેખર, ગણી આપ્યાં દોકડા. મદદ આવી—૧.

તાપીદાશ, અને બીજા દાતાર,
શેઠોએ, કીધી ઘણી ઘણી વ્હાર. મદદ આવી—૨.

સુર્યપૂર, ખીલ્યું નહીં ઝાઝુ,
એનીરે બીના, કેહેતાં હું લાજું. મદદ આવી—૩.

બે હજાર, ને ચારસે રૂપીયા,
ઘણાએ, હજી નવ આલીયા. મદદ આવી—૪

શારીમને, કોઇએ નહીં આલે,

ગાડી ઘોડે, મોહોટાં થઇ માહાલે. મદદ આવી—૫.

સુરત તારી, ભૂંડી દશા બેઠી,
મોહોટી મોહોટી, આફતો તેં વેઠી. મદદ આવી—૬.

હજી તાહારૂં, ભાગ્ય નવ ખુલીયું,
કપાળે, થસ લઇ નળીયું. મદદ આવી—૭.

દાનત તેવી, બરકત છે જાણો,
અરે કાંઇ, ઉર દયા આણો. મદદ આવી—૮.

# લાવણી.

પ્યારી મારૂં મન તુંજ સંગ માન્યુરે,
પ્યારી મારૂં મન તુજ સંગ માન્યું—એ રાગ.

પુરીમાં રેલ આવી ખરીરે, પુરીમાં રેલ આવી ખરી,
ત્રીજા દીવસ પછી એ તો, જરા જરા ઉતરી—ટેક.

લોક થયાં દુખી ઘણા ભાઇરે, લોક થયાં દુખી ઘણા ભાઈ,
ધન દોલત તો ઘટી ગયાને, બેઠા ભૂવન રોઈ. પુરીમાં—૧.

નુકસાન થયું નવ થોડુંરે, નુકસાન થયું નવ થોડું,
સુર્યપૂરનું માથું એણે, કીધું નર્યું ઓડું. પુરીમાં-૨.

ગરીબ લોક, દૂકાનદાર વળીરે, ગરીબ લોક દૂકાનદાર વળી,
થયાં હેરાન એહેને લીધે, પાંસળી પણ ચળી પુરીમાં-૩.

તોએ પણ રેલ હઠે નહીંરે, તોએ પણ રેલ હઠે નહીં,
વાતો જો સર્વે પુછો તો, જાએ નવ કહી. પુરીમાં-૪.

મજુર પણ સોંઘા નવ જડેરે, મજુર પણ સોંઘા નવ જડે,
કાદવ કીચડમાં લપસીને, કોઇ કોઈ તો પડે. પુરીમાં-૫.

મ્યુનીસીપાલીટી કેવીરે, મ્યુનીસીપાલીટી કેવી,
હોંસીયારીમાં માણા જરા નહીં, છે જોઇએ તેહેવી!. પુરીમાં-૬.

જુઓ હાઇસ્કુલ કેવી કરીરે, જુઓ હાઇસ્કુલ કેવી કરી,
જોશો તો એ માલુમ પડશે, કીચડથી ભરી. પુરીમાં-૭.

બાગને વધાર્યો હર્ષેરે, બાગને વધાર્યો હર્ષે,
ઘસડાઇ ગયો થોડો ઘણો, આ ભૂંડે વર્ષે. પુરીમાં-૮.

હવે મુને થાક ભાઈ લાગ્યોરે, હવે મુને થાક ભાઇ લાગ્યો,
કોદ તણો ભરો જે હતો, તે રેલે ભાંગ્યો પુરીમાં-૯

કરૂ હવે વિનતી આ છેલ્લીરે, કરૂં હવે વિનતી આ છેલ્લી,
ગરબા રચવામાં માહારી છે, કોશીશ આ પેહેલ્લી. પુરીમાં– ૧૦

## દોહરો.

ઉમંગ સહીત ગરબો રચ્યો, સુણો સર્વ દઇ ધ્યાન;
તાપીનું મેં તો કહ્યું, ખરે ખરૂં ભાઈ બ્યાન. ૧.

હું તો છઉં વિદ્યારથી, ફુરસદ નવ કંઇ મળે;
વિદ્વાનો કરજો ક્ષમાં, ભૂલ ચૂક નીકળે. ૨

